# ભોળી પીરોજાં

અથવા



## જોશી બાવાનો ઢોંગ.



### પારસી સંસારી વારતા.

"કેમ પીલાં આજ તું કાંઈ વિચારમાં છે. વળી કાંઈ વીજોરૂં લીધું તું સું!" માકા ડોસાં જેઓ નીચેની ખડકીનાં ભાડુત હતાં તેમણે પુછયું.

"નહીંજી, કાંઈ એવી ચાલ તો કંઈ નથી પણ મારી સાસુની આગલ મારૂં જરા રતીબી ચાલતું નથી ને મારા નવરા તો રોજ બારોજ વાંક કાઢીઆ કરેચ. હવે તો હું કંતાલી ગેઇચ ને જાને જીવપર કરૂં." પીરોજા બોલી.

"ઓવારરે એવા જીવપર કરતાની ઉપરથી, એવું સું મોતું દુઃખ પરીપુંચ જે જીવપર કરેચ. તારી સાસુ તો હંમેસની કાકરની દાકરી છે તેમાં ગભરાયછ સાની જે. ચાલ બારકોટ કાલબાદેવીપર મારા ઓ

લખીતા એક પંચીરામ જોસી છે તે તારો તપકો જોઈ આપસે કે આવા વગન કાં સુધી ચાલસે.' માંકાડોસાં બોલયાં.

"વારૂંજી મારો પન વિચાર છે કે કોઈને તપકો દેખાડૂં. તમે આજે બપોરના બાર વાગે તૈયાર થઈને બાથીયા બાગ આગળ ઉભાં રેજો હું તમુને ત્યાં મલસ જો મારી સાસુ કે નવલ જાને તો પુરો ફજેતો થસે વાસતે તમે કોઈને સંસારો પરવા દેતા નહીં." પારોજીએ ગોઠવણ કીધી.

ઉપલી ગોઠવણુ પ્રમાણે બંને જણ મળી અને પંચીરામ જોસીને ઘેર ગામમાં જવા નીકળ્યા, જોસી મહારાજ એક બે અઢી રૂપીયાની ખોલીમાં રહેતા હતા અને પોતાનું બારમી પણું દેખાડવા થોડી રાખ કપાળે અને હાથે લગાડતા અને રાતા સફેત બે ત્રણ ટીલાં કપાળે કરતા હતા તે સીવાય તેમનું ફરનીચરમાં માત્ર એક ગોદરૂં કાંઈ થોડાંક વાસણ ને પુંજામાં દેવીનું થાનક એટલે એક ત્રીસુળ જેને ખુબ સીંદુર લગાડેલું હતું તે સીવાય બીજું કાંઈ મળે નહીં. જોસી મહારાજે પારોજી અને માકાંડોસાને જોઈ બોલયા, "આવો માજી તમે કાંઈ દીસે આવ્યાં ?"

"સું કરૂં બાવા આ બીચારી પીલાં મારી પરોસે રેચ ( બીચારીને નહીં ધનીનું સુખ કે નહીં સાસુનું સુખ તે બીચારીને આવા નબલા દારા કાંહાં સુધી ચાલસે તે જરા જુઓની મરૂં તેમાં વલી બીચારીને ફરજંદનું સુખ ન મલે એટલે સાસરા ઘેરમાં એક

૭૪૩૮

દુશમેન જેવી થઈ પરીચ.' ડોસાંએ એમ બોલી પીરોજાંનો તપકો જોસીના હાથમાં આપ્યો.

"હાજી હું જોઉં. વારૂં તમારાં એવણ કાંઈ સગાં લાગેછ કે ?" ડોસાંને જોસી માહારાજે પુછ્યું.

"નહી બાવા એ મારા પરોસી છે ને બે પૈસે સુખી છે તેથી એવાં મનીખની ચાકરી કરીયે તો મારાં જેવાં ગરીબને બે પૈસે પુછે એવા ભલાં છેજી." માકાં ડોસાં બોલ્યા.

જોસી બાવાએ ટપકો ઉઘાડી બધી કુંડળીઓ તથા રાશી વગેરે જોઇ પીરોજાં તરફ ફરીને બોલ્યા "જુઓ એકતો તમારી કન્યારાશી એટલે ઉંદરના વર્ગમા ને તમારા ધણીનું નામ શું ?"

"અરે બા એ ધની સાના પેલા જનમના દુશ્મન જેની બાચારી ડેવી ગરીબ ગાય જેવા છે એવનના સોભાગી ધનીજીનું નામ તો નવરોજજી છેજી." માકા ડોસાં વચમાં બોલી ઉઠયાં.

"હા, ઠીક ત્યારેજ એ બંનેનો બનાવ નથી તેનું કારણ નવરોજી નો વર્ગ તો સર્પનો તેથી એ ડંસીલા ને ઉંદર તો ગરીબ વર્ગનો એટલે બને શાનુ જે. વળી નવરોજીની નામ રાશી ઉપરથી મને લાગેછ કે સંતતી સથાનમાં પણ એવા નબળા ગ્રહ પડયા છે કે ફરજંદનું સું ખ થાવજ નહીં" જોશીબાવા જાણે કેવાક ભવીશ જોનારા છે તેવું ડોળ ઘાલી બોલ્યા.

"મરૂં રે તમુને ખોદાય સો વરસના કરે, બધી વાત સાચી. બોલે

બોલ સાચી નવલ પેહેલા નબ.નો ગીનસખોરો છે ભલે પીલ્લાંને રીસ ચરે આપરે સાચું બોલસું બા." માકાડોસાં વળી ડોકું ધાની બોલ્યાં.

"અરે પન એમાં રીસ સાની. તમે મારાં માયને ઠેકાને છો મારે વારને તમુને લાગેચ તારે બોલ્યેચની." પીરોજાં નીસાસો નાખી બોલી.

જોશીબાએ વિચાર્યું કે કુલ તો સધ્ધર જરા તેલમાં પાણી હોમવાની શરૂઆત કરેથી કાંન વળશે ખરૂં માટ સબાળીને દોડીયાં કઢાવાનુ શરૂ કરવું જોઈએ પાછું કાંઈ વિચારમાં હોય અને દીલગીર દેખાવે બોલ્યા, "જુઓ તેમા વળી વર્ણમાં પણ ફેર, એમનાં વરની વર્ણ બ્રાહ્મણ એટલે ઉંચમા ઉંચ વર્ણ તેમ પીરોજાંની તો વૈશ્ય એટલે મધ્યમ વળી પીરોજાંને વળતી આઠમો શની એટલે સુખનું નામ નહીં તેથી મારો વિચાર છે કે તમે શનીના જાપ અને દાન કરાવો તો કાંઈ સુધરે ખરૂં બાકી કાંઇ સુધરવાનો રસ્તો નથી પછી તમારી મરજી."

"માકાં માયના કહેવાથી હું આવી છું તો તમારે બચાવવી નહી તો મારી નાંખવી મારે તો તમે કેસો તે પરમાણે ચાલવું છ." પીરોજાં ગરજાઉપણે બોલી.

"હા પણ હું તમો પાસે મારી મેહેનતનું કશું લેનાર નથી પણ બીજો ખરચ થાય તે શું કરૂં." જોશીબા બોલ્યા.

"અરે બા ખરચ જે થાય તે લેજો પન મારી પીલ્લાંને સુખી-ચારી કરો પીલાં કાંઇ પઇસા સામુ જુએ તેમ નથી." માકાં ડોસાં બોલ્યાં.

"હાજી પૈસા ખરચીને સુખી થાઉં તો બસ છે ને મારા નવલ મને ખુશીમાં રાખે તો બધુએ સુખ." પીરોજા બોલી.

"જુઓ માજી શનીનો પાઠ તથા જાપ તેવીસ હજાર કરવા પડશે અને બ્રાહ્મણ જમાડવા પડશે તેનો ખરચ આસરે પચાસ રૂપીયા થશે માટે તમારો શો વીચાર છે?" જોશી માહારાજે લંબાવ્યું.

"બાવા જો કામ થીયું તો પચાસ શું ને સો શું પણ બંને મળીને ખુસીમાં રહે તેવું કરજો." માકાંડોસાં બોલ્યાં,

"વારૂં તારે તમે તે કરજો ને સનીને ખુસી કરજો." પીરોજાંએ સરમમાં કહ્યું

"ઠીક ત્યારે રૂપીયા આપી જાઓ કે કામ ચાલુ કરૂં. પહેલા તમારા વરનુ વશ કરવાનું કરીએ પછી ફરજંદની બાબતમાં કરશું" જોસીબાવા બેદરકારપણે બોલ્યા

"હા, ઠીક તેમ કરજો હાલ તરત તો મારી પાસે દસ રૂપીયા છે અને બાકી આ એક હીરાની વીંટી છે તે ગીરવી મુકીને તમેજ મારૂં કામ ચાલુ કરજો જુઓ હું તમારો ઉપકાર નહીં. ભુલુ મારૂ કામ બરાબર ધીયાન આપીને કરજો?" પીરોજા બોલી.

જોશીબાવાએ વિચારયું કે કામ તો આબાદ ઉતર્યું "વારૂં, મારે વીંટી લેવી તો નહીજ જોઇએ પણ કરીએ શું પૈસાનું કામ પડયુ હું તમારૂં કામ ચાલુ કરૂં છું આજેજ દાખલો જોઇ લેજો કે મારા વૈતાળના જોરથી કેવા તમારા વર તમોને હસીને બોલાવે છે

ને તમે જે માંગશો તે લાવી આપે છે કે નહીં. ને હું બીજુ કામ તો હમણાજ કરૂં છુ" જોશીબાવા બોલ્યા.

"વારૂ તારે અમે જઈશું ને પરમ દારે આવીસું." પીરોજા બોલી.

નસીબ સંજોગે "કાગનું બેસવું ને ડાળનું પડવું." તેમ પીરોજાં ઘેર આવી અને તુરત નવલ પણ આફીસમાંથી આવ્યો અને તેણે વિચારયું કે બીચારી પીરોજાંને સવારે લડયો છું તેથી જરા એને બોલાવું. ને હસી બોલી રાજી કરૂં એવા વિચારથી પીરોજાં પોતાના ઓરડામાં બેઠી હતી ત્યાં ગયો અને ખુશાલીમાં બોલ્યો, "જોની આ સુકહેં-ડની વીંટી લીધી, કેવી સરસ છે." નવલ બોલ્યો.

પીરોજાંએ વિચાર્યું કે જોશી બાવાનું કામ તો આબાદ મને નવલ સવારે તો લડયાને હમણા તો બોલાવે છે તેથી જરા મરડાટથી બોલી "હાસે, મારા જેવી કજીયાખોર બૈરીને દેખાડવાનું સું કાંમ કોઇ સારીને દેખાડો કે તમારો જીવ ઠંડો પરે."

"પન તું એમ રીસાયછ સાની ઘેરમાં કજીઓ પન થાય ને કોઇ વખત ખુશાલી પન થાય વાસતે તારે મારીપર રીસ નહીં કરવી." નવલ બોલ્યો.

"પન બોલવું તું તો વિચારીને બોલવુંતું." પીરોજાં મરડાટથી બોલી.

"ચાલ હવે જાહાંનમમાં નાખ તે વાતને એમાં કાંઇ પન માલ નથી. બોલ તને વીંટી પસન છે કે નહીં!" નવલ બોલ્યો.

"હા વીંતી તો સારી છે પન મને તમે કાંઇ અપાવવાના છેઓ." પીરોજાં બોલી.

"તારે સું જોઈએચ જે જોઇએ તે અપાવું, પછી કાંઇ છે." નવલ પીરોજાંને રાજી રાખવા બોલ્યો.

"ઠીક તારે રામજી ભગવાનને ત્યાંથી નવી તરાંહની બાંગરી અપાવો તો બસ," પીરોજાં બોલી.

"ઠીક છે આપરે આવતે આતવારે જસું ને ઓદર આપસું હવે તું ખુસી કેની?" નવલ બોલ્યો.

વાંચનાર હવે પીરોજાંના મનમાં તો નકી ઠસી ગયું કે જોસીએ પોતાનું કામ આબાદ કીધું પણ આમાં કાંઇ જોસીની બનાવટ નહોતી એ તો નવલના મનની ખુશાલી હતી. પછી પીરોજાં ત્રીજે દીવસે એકલી પંચીરામ જોસીને ત્યાં ગઇ જોસી માહારાજે પીરોજાંને ભરમમાંજ પુછયું "કેમ શું નવો ખબર?"

"ખબર તો ઘનીજ સારી છે. પન હજી બરાબર નહીં, મારા નવલ મનેજ જુએ. બસ બીજા કોઇને બોલાવે નહીં તેવુ જોઈએછે."

"હા તેવુંજ કરી આપું પણ તમારામાં પૈસા ખરચવાની હીમત ન મળે તેમ શું કરૂં નહીં તો નવલને તમારો ગુલામ બનાવી આપું?" જોસી ભાવા મગરૂરીથી બોલ્યા.

"અરે પન તમુને પૈસાની ના કોન કેચ તમુને જે ખરચ થાય તે બેલાસક કરોની." પીરોજાં ગરજાઉપણે બોલી.

જોસીબાવા પોતાની સફાઈ દેખાડતા બોલ્યા "જુઓ તમારી વીંટી મેં પોણુંસો રૂપીયામાં મારવાડીને ત્યાં ગીરવી મુકી છે અને દસ તમે આપેલા તે મળી રૂપીયા પંચાસી મારી પાસે આવ્યા તેમાંથી પંચાવન રૂપીયા ખરચ થયો ને મારી મહેનત તો જુદી ને બાકીનાં ત્રીસ રૂપીયા મારી પાસે છે તેમાં કાંઇ વળે તેમ નથી ?" જોસી મહારાજ બોલ્યાં.

"વારૂં તમુને હમના કેટલાક રૂપીયા જોઇસે.' પીરોજા બોલી.

"હાલ તુરત બીજા પોણોસો જોઇશે. તે હોય તો હમણા તમે આગલી ઓરડીમાં બેસો હું વેતાળને મંતરના જોરે બોલાવી તમોને કાંઇ વશીકરણ (વશ કરવાની જીનસ.) માંગીને અપાવું." જોસી બાવા બોલ્યા.

"ઠીક, તારે તમે આજે મારી છ તોલાની બાંગરી છે તે ગીરવી મુકી પૈસા લેજો પછી છોરાવી લઇસું. જુઓ તમે મારા અંતરના માનસ છઓ મારી આબરૂ તમારા હાથમાં છે. આ ને મારૂં નામ આવે નહીં. તેમ કરજો. હું થોરા દીવસમાં રૂપીયા ભરી દેવસ." પીરોજા બોલી.

"ના હું તો એવું કામ મારે હાથે નહી કરૂં કારણ તમારી વાત ફુટે તો મારી આબરૂ જાય." જોસીબાવા સફાઈનો ઢોંગ કરી બોલ્યાં.

"ના હું તમુને ખાતરી આપુછ કે જીવતાં જીવન કદી પન વાત બાહાર પરસે નહીં ને આ બાંગરીની વાત પન ફુટશે નહી સબબ કે મારા નવસે મને આવતા આતવારે નવી તરાંહની બાંગરી અપાવવાનું કબુલ કીધું છે એટલે જુનીની સું જરૂર છે." પીરોજા બોલી.

"વારૂં ત્યારે હું વૈતાળને તેડું છું." એમ કહી જોસી માહારાજે હાથ પગ ધોઈ એક પાટલા ઉપર બેઠા ને પોતાને કપાળે સીંધુરનો ટીલો કીધો માથું ડોલતી ધુણવા માંડયું, ધુણતાં ધુણતાં બોલ્યા "બોલ મને કેમ તેડયો છે." વૈતાળના રૂપમાં લાલ આંખ કરી જોસી બાવા બોલ્યા.

"જી મેં જે કામ ધાર્યું છ તે તમે જાણો છોઓ." પીરોજાંએ બીહીને જવાબ દીધો.

"ઠીક છે મારા સેવકને થાળ વગેરેની ગોઠવણ કરવા કહેજે ને લે આ કપુરની કાંકરી ને ચીઠીનો પળીતો તે તારા ધણીના ખાવામાં ભેળજે એટલે તારી ઇચ્છા પુરણ થશે, ચાલ મને જવું છે." એમ બોલી વૈતાળ રૂપી જોસી બાવાએ એક કપુરની કાંકરીને ચીઠી પળીતો આપ્યો ને પાણી પીધું. એટલે જાણે બહુ થાક લાગી હોય તેમ ભીંતને અઢેલી બેઠા થોડીવારે સુધ્ધીમાં આવ્યા હોય તેવું ડોળ ઘાલી જોસી માહારાજ ધીમેથી બોલ્યા.

"જેમ વૈતાળ માહારાજે કહ્યું તેમ કરજે અને એનો ખુલાસો મને પરમ દીવસે કહેજે. જાવ તમારૂં કામ રૂપીયાના બાર આના થયું."

"વારૂં જી હું જાઉં છું ને પરમ દાડે તમુને મલસ."

પીરોજાં પોતાને ઘેર ગઈ અને રાત્રે નવલ જમવા બેઠા તે વખને પેલો પલીતો અને કપુર છુપી રીતે ભોજનમાં ભેળ્યું કપુર ભેળાવાથી કરીને નવલને જમતી વખતે જરા વાસ આવી તેથી નવલે

પુછ્યું." પીશાં આ બોનામાં કપુર જેવી વાસ કેમ આવેચ મને કાંઈ સમજ નહીં પરતી ! "

"તમે કલબમાં બાટો લઈને આવીઆચ એટલે બધી વાસ આવશે."

"મારા સમ તું જરા વાસ લે મારૂં તે માથું ફરેચને આંગ બધું ભારી લાગેચ. સું કરૂં બસ તુ કેસે તે ખાવસ ને ચાલસ પન વાસ નથી સોસાતી."

"ચાલો વેઠી જાવ જમીને સુઇ જાવ. એટલો બધો લીધો સું કામ ?"

"અરે ?ન તારા સમ એક પેક લીધો તે માં આટલી બધી અસર થઇચ. વાસતે મને સુવાદે."

પીરોજાં મનમાં બોલી "જોસી બાતો ખરાજ ખરા એમાં કાંઇ શક નહી. હું કાલેને કાલે એને ઈનામ આપી દઉં. સવારે નવલ આફીસ જાય કે બાગલી દેડી જઉં." એવો વીચાર કરી પીરોજાંએ નવલને સુવાડ્યો. સાવાર પડતાં તો નવલની ધુન ઓછી થઇ પણ ખુમારી ગઈ નહોતી. મતલબ આનજ માણુસને કાંઈ સુઝતું નથી તેમ પીરોજાંના મનમાં તો જોસીબાવાને માટે ઉંચો વિચાર બેસી ગયો પણ ખરી વાત તો એ હતી કે નવલે આફીસના એક દોસ્ત સાથે રાતના ખારી બાટલી એકનો ધાણુ વાળ્યો હતો પણ છુપાવવા સારૂ એક પેક કહેતો હતો. નવલ દારૂની ખુમારીમાં ને ખુમારીમાં

દસ વાગે આફીસમાં ગયો. પણ પીરોજાંનું મન કાંઇ રહે નહીં એના મનમાં તો જોસી બાવાજ વસેલા માટે પોતાના બાપને ઘેર જવાનુ નામ દઇ લાગલી જોસીબાવાને ઘેર ગઇ જોસીબાવાએ પીરોજાંના મોહાનાં દેખાવપરથી મનમાં ધારયું કે કાંઇક વધાઈ છે માટે મમતાથી પુછયું " કેમ સારા સમાચાર છેની ! "

"હા તમારો મોટો ઉપકાર થયો નવલ તો તદન ગાંડો ઘેલો થઇ ગીયો મને કેહેછ બસ મારૂં માથુ ફરે છ મને તું કહેસે તેમ ચાલ સ. માટે જીભરૂં મારી આટલી દુવા લેઓ અને જનમ સુધી મારી સાથે સારી રીતે ચાલે તેવું ચોકસ કરી આપો, તમારો ઉપકાર કદી નહીં ભુલસ જુઓ તો ખરા હું તમારી બલામન મારી સહી મીતીઓને પન કરસ."

" હા. એ બધી ખરી વાત તમારા જેવાં મેં ઘણા માણુસના કામ કીધાં પણ કોઇ મારો ગુણ જાણતું નથી આતો તમોને મારો ચમતકાર બતાવવા સારૂ આટલી બધી વાત કીધી નહીં તો અમે દેવને કદી પણ તસદી આપીએ નહી. જુઓ તમારે વાસ્તે તો વઇતાળ મહારાજને તેડવા પડયા દેવ આવવા સહેલા છે એ તો પેલાં ડોસાંના સખુન પર તમોને મારો ચમતકાર દેખાડયો. માટે જો ચોકસ કરવું હોય તો હમણાને હમણા રૂપીયા પાંચસો આપો તો થશે નહીં તો નહીં બને જાઓ તમારી ખુસી. બેલાશક મારા ખરચના રૂપીયા કાપી લઈ પછી તમારો માલ છોડવી આપીશ તે પાંતીજરા પણ ચીંતા રાખશો નહી બાઇ " વસુ વના નર પસુ " માટે પઇસા વગર કાંઇ થતું નથી."

" અરે તમ ફ઼ીકર મત થાવ રે, એમ શું હું નગુણી છું લેજો. આ મોતીનો છેડો મારા ગળામાથી કહી આપુછ અને બે દીવસમાં મારા બાવા પાસેથી કાંઇ મને રૂપીયા લાવી આપસ. પન આ કામ બધું સોના મોહોર જેવું ચોકસ કરજો."

" વારૂ, આ લ્યો તમે સારાં માણસ છો તેથી મેં તમારી તરફથી આજે વૈતાળ મા઼હાર જને થાળ કરી તે વખતે બોલાવી પુછયું ને તેમણે આપ્યું છે તેમાંથી થોડું સવારે તમારા વરના નાસ્તાની ચાહેમાં નાખજો અરધું આજ રાતે તમારા વરની પાઘડીમાં મુકજો કે વશ થશે અને જનમ સુધી તાબેદાર રહેશે."

" વારૂં જરૂર તમુને પરમદીને દુધે ધોઇને રૂપીયા પોહોંચારસને જીવસ ત્યાં સુધી યાદ કરતી રહેવસ."

" ઠીક છે જાઓ, ફતેહ કરીને ખોદા તમોને રાજી રાખે."

હવે પીરોજાંએ પોતાને ઘેર આવી અને રાતના નવલની પાઘડીમાં સીંદુર જોસી મહારાજે આપેલા જીનસ જે અને અડદ હતા તે અરધો ભાગ બીજે દીને ચાહેમાં નાખ્યાં અલબત ચાહેમાં સીંદુર માલમ પડયું નહીં કારણ પીરોજાંએ દુધ વધું નાખ્યું પણ છેલે ચાહે પીને ખલાસ થતાં અડદના દાણા ભુલમાં વાટયાં વગર નાખેલા તેથી નવલના મોહોમાં આવ્યા જયારે નવલે પુછયું " પીરોજાં આજે અના જના દાના ચાહેમાં કાંથી આવ્યા."

"ડીપર જુન્ન થઈ ચાહેમાં ખાંડ નાખી તે ખાંડમાં થોડા મગ મારે હાથે વેરાયાતા તે રહી ગીયા હોસે." પીરોજાએ વ મતને અનુસરી જવાબ દીધો જેથી નવન્ન સંતોશ પામી ચાકરી ઉપર ગયો

હવે વાંચનાર આપણે જોશીની તપાસ પર જઈએ પંચીરામ જોસીએ જેવી પારોજાં ગઇ કે લાગલી પોતાના દેશ ઇડર તરફના એક ગામડે જવાની તૈયારી કીધી તેણે આસરે રૂપીયા અઢીસોની વીંટી, બાંગડી આસરે સવાસોની અને મોતીનો છડો આસરે રૂપીયા આઠસોનો મળી રૂપીયા પોણીબારસોનો માલ લઇ રાતો રાત વંજે માપી ગયો ને વીચાર્યું જે "દર વરસે બહુ બહુતો સો રૂપીયા ખાસુ તો બાર વરસ ચલસે.'

નવન્નની ચાહેમાં સીંદુર નાખેલું તેથી ગળાંમાં ગરમી વીશેશ લાગવા માંડી આફીસમાં કાંઈ પણ કામ કરી શકાયું નહીં તેથી બેચેન બેસી રહેવા લાગ્યા આખરે પોતે ત્રણ વાગાને સુમારે ઘેર આવ્યા ગળાંમાંનું દરદ વધતું ગયું અને બરાબર બોલી શકાતું નહેતું તેથી તેણે પીરોજાં આગળ ફરીયાદ કીધી કે કાંઇ મારા ખાવા માં આવ્યું છે નહીં તો આવું ગળું બેસી જાય નહીં.

પીરોજાં મનમાં સમજી ગઇ કે જોસીએ આપેલી ચીજ મેં ચાહેમાં ખવરાવી તેનું ફળ ભોગવવું પડે છે. માટે સવારેને સવારે હું જોસીને મળી બધો ખુલાસો કરૂં.

સવાર પડતાં પીરોજા પોતાના બાપને ઘેર જવાનું બાહાનું કાહી જોસીને ઘેર ગઇ તો મોહોકાણના સમાચાર સાંભળ્યા. લફંગા જોશીના

કરતુક તેના મગઝમાં ઉતરયાં પર ખાલી જોયું કે તુરત પોતાને ઘેર આવી ત્યાં વળી નવલના ગળાંની બુમ જારીજ હતી તેથી વીચારયું કે આના કરતાં તો મરવું ભલું માટે પોતાના ઓરડામાં બેસી કાંઇ કાગળ લખી સાંઝજના કલાક ૭ ને સુમારે ઘેરના ચોકના કુવામાં નખાવી દીધું કુવામાં પડવાનો અવાજ સંભળાવાથી નવલ તથા ઘરમાંના બાકુનો એક ઠાં થયાં ને કેટલાએક જવાંમરદ પારસીઓની મદદ કુવામાંથી ઉતરી પીરોજાંને બાંધી ઉપર ખેંચી કાઢી જે વખતે માત્ર ટુંક શ્વાસ લેઇ પીરોજાં બોલી "વાહાલા નવલ તમોને છેલી સલામ. બેટમાં મારી છરકાતરીનો છેલો કાગળ—" આ બોલ બોલતાં પીરોજાએ પોતાનો જીવ બારે હક તાલાને સ્વાધીન કીધો.

પીરોજાંના કહેવા મુજબ નવલે છરકાતરી ઉઘાડી અને પરબીડાં માંથી કાગળ કાઢયો ને વાંચયો કે—

"વાહાલા નવલ;

હું મરૂં છું પન તમુને નેક દુવા દઇ જાઉં છું વધુ જણાવું છું કે મને જે તમે લડતા તથા સાસુજી લડતાં તેનું કારન માત્ર મારી નનંદ કુથલી બાઇ છે તેવનનું મેં સું બગાડયું તે ખોદા જાને બીજુ તમારૂં ગળું દુખેછ તેનું કારન એક નાપાખ સેનાન જાત જોસી છે તેણે મને આડે મારગે દોરીને તમારા ભોજામાં કપુર અને આપમાં સીંદુર નંખાવ્યો હતો તમારૂં દુખ નહી દેખી શકવાથી તથા મારી

કબાટમાં તપાસ કરસો તો માલમ પરસે કે તે ના પાખ મને બોલવી કેટલોક દાગીનો લઇ કાલુ મોહું કરી પોતાને વતન ગીયો છે તમે મને માફ કરજો પન મારૂં કેવાનું એટલુંજ કે મારી નનંદને ખાતર મરવું પડે છે તેનું કારન એજ કે તેનાં કેવા સર મારી સાસુને તમે નહી ચલતે તો તમે મારો આજે આ દેખાવ જોવા પાંમતે નહી.

## મારી વાહાલી બેહેનપણીઓને શીખામણ.

વાહાલી બેહેનપણીઓ,

જુઓ આ વહેમીપણાનો ફેજ તમારા જોવામાં આવ્યો, એવા નાપાખ જોસીઓથી તમે દુર રેહજો ખોદાતાલાએ નસીબમાં જે લખ્યું હસે તેજ બનસે બાકી બધું ખોટું જો આપણા કામ જાંદુ મંતર અને જપતપથી એવા નાપાખ ભલું કરે છે તો પોતાનું ભલું કાં નથી કરતા માટે એ લોક તદન ખોટા લુચ્ચા અને સેતાન છે માટે એની અરાસે કદીપણ જતાં નખે.

લા૦ હું ફુ એવા નાપાખનાં જોસીના ઢોંગમાં ફસેલી

પીરોજાં

પીરોજાંને અવલમંજલ પોહોચાડી તેના ગુજરયા પછી તરત માસ ગળાંના દરદથી નવલ ગુજરી ગયો.

વાંચનાર ઉપર વાંચ્યું તે પ્રમાણે, પોરસીઓમાં હમેશાં સાસુ, નનંદ, વગેરે એઓનાં બે પતને ખોટી ખરી ચાડી ચુગળી કરી ધણી ધણીઆણી વચે વેર પડાવે તે તેનું પરીણામ એ આવે છે કે હાતોં ઊંચી મૈત્રીનીપણ કોરટનો આસરો લે છે યા રઝળી રખડી કે માબાપને આસરે પેટ ભરે છે. ને તેવામાં કાંઈ માઠાંડોસાં જેવું કોઈ મળ્યું તો ધણીને પોતાને તબે કરવા ધુતારા જોશીઓનો આસરો લે છે. કે જે કંઈ બીટી પલીતા આપે છે જે કોઈ વખતે એવું બને છે કે ધુતારા જોશીઓના અધુરા મંત્ર સાધનથી કે બીજી કોય રીતે પોતાના ધણીને ખવરાવ્યાથી તે જન્મનો ગાંડો બને છે. માટે જોવું પરખ્યું કે તેની સુલેહ હમેશ કાયમ રહે તેવો રસ્તો લેવાની સાસુ, નનંદે ખાયસ રાખવી જોઇએ. એ એક ઈનસાનની ફરજ છે. તેમ થાય તોજ વરતાવાડી વધવાનો સંભવ રહે.

